કે "ઓહો, એમાં તે શું થયું? ટુટબ પકડી ઉભો થનો અગથાર તો પાંચે આંગળીએ પુગ પુજ્યા હોય ત્યારે મળે, અરે જોયા છે તમાં શું? ચંદ્રકુ તો ચાલે છે ને, ઓહો ત્રીજે વખત પરણવાનું આવ્યું તેમાં શું થઈ ગયું? એ અનુભવી આપજો (બાપડી માટે-) પોતાની હથેલીમાં શું દાટવશે એ તો કંઇ હીસાબમાંજ નહી કેમ? કોઇ નફ્ફટખદો નવ જુવાન મળ્યો હત તો વખતે હાડકાં ખોખરાં કરત તેનું શું? એ બાપડીવહનો એકનીજ કલ્પના કર્યા કરશે એ સારૂં લાગશે કે પેલા કરાદાર ફેટફીઆની ચકર વકર થતી આંખો ગમત! આ ચોનેથી મદશે એ મારો લાગતે કે કોઇ સટોરીઓ કહ્યા સાંકળાં ઉતારી આપવા કહેત એ પરવડત? ન કરે 'નારયણુ ને ચડનો દહાડો ન થયો તોપણુ આ સીચારો વીર્યા (છોકરા ઉંઆ) વાળો તેની દરકાર નહીં કરે એ સારા લાગશે કે પેલો એકપર બીજી લાવવા તૈયાર થાય એ પસંદ પડત?"–

એ તો સાચું કે વાત તો સો ટચની!' ધણીને સુઝયું ઢાંકણીમાં ને પડોશીને સુઝયું આરસીમાં' ના કેમ કહેવાય? પણ એકને કરવી હોય દુનીઆની વાતો અને બીજાને કરવી પડે મરવાની વાતો એકને જોઇએ ચાર વખત ચપાટવા અને બીજાને જોઇએ પેટે પાટા બાંધવા, એકને ગમતી હોય ધમાચકડી અને બીજાને ગમતો હોય એકાંતવાસ' એકને મારવો હોય રોફ અને બીજાને બેસવો હોય ડોંફ. એકને કરવાં હોય નાટક ચેટક અને બીજાને કરવાં હોય નાટક–નનું કેમ? તો એને પે જવાબ આપનારા મળ્યા હતા: 'અરે બહેન, જ્યાં સ્ત્રીઓને સમાન હક અને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાની ચારણાઈ ચારે ખંડ અને ચારે દિશામાં ફુંકાતી હોય, ત્યાં વળી મનને સંકોચ શો? શું પુરૂષને બધી જાતની છુટ છે ને અબળાને નહીં? જ્યાં અબળાને અંધકારમાં અથવા તો અજ્ઞાનમાં રાખવાની વાત આવે, ત્યાં તો પ્રબળ થવાની અબળાને સર્વ શાસ્ત્રોની પણ મમતી છે પણુ કદાચ ભુલેચુકે–

अभिगम्य परं नारी पतिष्यति न संशयः ।

એમ શાસ્ત્રમાંથીજ સામો પ્રશ્ન પૂછીએ તો તેનો જવાબ શો? જવાબ એકજ–તો કે જડવાદનો દેહધર્મ! એમાં કાંઇ પતન જેવું છેજ નહી. સહેજ બાજી ગોઠવતે આવડવી જોઇએ! જ્યારે આ અંતીમ–સ્થાનમાંથી પ્રાણ બહાર કાઢે એવી–અપવિત્ર સલાહ મારે કાને પડી, ત્યારે હું મનમાં ને મનમાં બબડી. "અરે ઓ સેતાન સુધારા અને મોટાળા! તું પવિત્રતાનું જડમૂળમાંથી નિકંદન કરીશ ક્યારે અટકીશ? શું તું નારી, આચારી, એની, ચાલીશ કે જેથી સતા, દેખાતું સદન, જ્યાં પડી જશે અને તાર નામે માણસ સ્વેચ્છાથી વર્તતા જરા પણ અચકાશે નહીં? બ્હાલા વાંચક! દોરંગી દુનીઆને કાબુ પહોંચી શક્યું છે? તો પછી પિતાની ઇચ્છાને મુંગે મોંએ આધીન થવા શિવાય કેળવણીનો ખરો અર્થ કરવાની, સજ્જન સુશીલ સ્ત્રીમાં ખપવાની ઈચ્છા રાખનાર મારા જેવીને બીજો શું ઇલાજ?–ત્યારે મને અને સટલીઆ સોલીસીટરને વિધિએ શી રીતે ભેગાં કર્યાં, તે હવે સાંભળો.

( ૨ )

તલકચંદ તારડીઆના પિતા તે મારા બાપ (દાદા) કોડીનાર ગામમાં ગાંધીઆટું કરતા હતા. મજાના ગામના મુખી, અને પૈસા કરતા હતા માન મતબાથી સુખી, થતા

ચંદીઆને નાની ઉંમર હોવા છતાં આ વાત ગળે ઉતરતી એટલે બોલતા તો નહી. પણ તલ પાપડ થયા કરતી પોતાની બુદ્ધિને સંતોષવા ગીજી દુકાનદારો પોતાનો વેપાર શી રીતે ખેડે છે તેની ખબરખબર રાખવા એ ચુકતા નહી. મીલનસાર સ્વભાવ અને ચપળ મગજ હોવાથી જેના તેના લાડકવાયા થઇ જતા એટલે કોઈની દુકાનપર ખાસ કરીને ઉપર પડતા જઇને એમને બેસવુ પડતું નહોતું, પણ એમને રસ્તેથી પસાર થતા જોઇને દરેકને એમને બોલાવવાનું અને એમની સાથે વાતચીત કરવાનું મન થતું. તલકચંદ તરફડીઆ સમયાનુસાર ગપાટા હાંકતા. પણ ઘરાકને શી રીતે સમજાવાય છે, કેવી ભાષા અને વર્તણુંકથી એના હૃદયપર પોતાના માલની શ્રેષ્ઠતા ઠસાવાય છે, આ ઘરાક તે વિશ્વાસુ છે કે એ દુઝને ફરે તેવો, છે એ એના વર્તન અને બોલી ઉપરથી શી રીતે પરખાય છે, રોકડેથીજ વાત કરવા જેવો છે કે ખાતે ઉધારવામાં હરકત નથી, શેઠ ગુમાસ્તા વચ્ચે માલ ખરીદી, નાણાં લેવડ દેવડ સંબધી, આવરો ખાતાબુક વિષે શીશી વાતો થાય છે, શેઠ ગુમાસ્તાનો શુ સંબધ છે, આવી આવી વેપારોપયોગી હકીકત ઉપર તલકચંદ તરફડીઆનું ધ્યાન સ્વાભાવિક રીતે ગયેલા મારતે મારતે પણ ચોટી રહેતું તલકચંદ તરફડીઆના સારા ભવિષ્યની આશા મારી દાદીને સહુ આપતું, અને દીકરાની લાયકાતનું, તેની આટલી નાની ઉંમર હોવા છતા, પારકા પાસેથી આવુ પ્રમાણ પત્ર મળતાં મારી દાદીના અંતર આનંદનો પાર રહેતો નહી અને ભવિષ્ય સુખના તડકાના પડછાયા તેઓ ધીરે ધીરે પોતાની તરફ આગળ વધતા જોતા. ગામડાના આધી આટામાં ગામને ઘરથી ભરેલો ગલ્લો તો અખાય એમ નહોતું પણ પુત્રનું બુદ્ધિરૂપી ધન વધારવાને પોતે પોતાના ગજા પ્રમાણે કરવુ હોય મ રી દાદીના મનને પૂર્ણ સંતોષ હતો. નિશાળ છોડયા પછી બે વરસ સુધી તલકચંદ તરફડીઆએ માની દેખરેખ નીચે બાપીકી દુકાન ચલાવી અને માના મનને અજંપો ન રહેવા દીધો કે મારી આંખ મીંચાશે તો દીકરાનું શું થશે ? કારણ કે એમને છોકરા ધુળમા નાવ ચલાવે તેવો અને પથ્થર ફોડી પાણી કાઢે તેવો લાગ્યો. પણ એ હાશનો દમ ડોશીનો દમ લઇ ગયો ! તલકચંદ તરફડીઆને હાથે એમની ઉત્તરક્રિયા થઇ અને ન્યાતવાળાઓના વખાણથી ફેંકુ ફરીને ડોશીનો દહાડો પાણી બરપટ્ટે ચણવાયો. દીકરાને સુપુત્રનું "સરટીફીકેટ" (સંતોષ પત્ર) મળ્યું, કારણ કે, એણે કરાવ્યું ઘરડા જુવાન, વિધવા સૌભાગ્યવતી, સૌનું મોં ગળ્યું ! જમણવારમાં પાણી માત્ર પાંચ હજારનું જ થયું. પણ દેવારૂપી ફિકરોટની ભીતો તલકચંદ તરફડીઆના મગજની ચારે બાજુ ચણાઇ ગઇ, તેમાથી છોડવવા વિચાર કોઇને ન થયો. નસીબે પણ આ તક સાધીને કસોટીની સીસોટી વગાડી. મારી માતા આ વખત પ્હેલાં તો ઘેર આવેલીજ હતી.

) ડોશીના કારજમાંથી પરવાર્યાને બે ચાર દિવસ નહી થયા હોય ત્યાં તો, કોડીનારના બજારમાં તલકચંદ તરફડીઆની દુકાનમાં મધ્યરાત્રિએ આગ લાગ્યાનું રણશિંગુ ફુંકાયુ ! અને પવન જોરથી ફુંકાતો હતો એટલે જોતા જોતામાં દુકાન આગની હોળીમાં ઠેકાણે થઇ ગઇ. તેમાં વળી ગામડુ એટલે બબાખાઉ હોયજ ક્યાંથી ? બીચારા લોકોએ ધુળના પોટલાંથી અને પાણીના ઘડાથી આગ ઓલવવા પ્રયત્ન કર્યો પણ એ રાક્ષસીમાયા કાબુમાં ન આવી ઉભા રહી ગયા માત્ર ભીતડાં-અને દયાળુ લોકો ગાવા માડયાં ખાલી દયાના ગીતડાં ! ડોશીના કારજમાં મોં પહોળા કરી કરી 'બનેને પાંચે વરસે આવે, સૌને વ્યાજમાંથી મુડી ભરપાઇ કરી આપે, અમારે મુડી નથી જોઇતી' એમ કહી અમળ પડી પડી ધીરનારના પોતીઆ તલકચંદ તર-

ફડીઆની દુકાનનું સુકાન નમી જતાં ઢીલા થઇ ગયા તે એવા કે ઠેઠ ઉપર પણ કઠણાઇથી રહેતા. તેથી બગલમા ચોપડા મારી મારીને હવે તો લોકોએ ઘરના ઉમરા ઘસવા માંડયા હસતા ચહેરા કડક બગાળી થવા લાગ્યા કોડીનાર ગામના એકવાર લાડકા તલકચંદ તરફડીઆ હવે અડીઇ થયા લોકો એમની સાથે બોલતે પણ અણગાવા લાગ્યા ! ભુલેચુકે કોઇને ત્યાં સલાહ લેવા જાય તો " આવ ભાઇ એમ"ને બદલે " મૂરખા, કહેવા તો સહુ આવે પણ તારૂ દેવું ભરવા કોઈ આવે તેમ છે ? કર્યું તે વેઠ. અક્કલનો બહુ ફાંકો રાખતો હતો, તે દેવું કરતી વખતે ક્યાં ગુમાવી હતી ? ડાશીને બહુ લડાવ્યાં તે હવે અધર લટકો ! મોંટાઇમાં બહુ તણાવા ગયા તેં હવે બનો ! " વીગેરે, વીગેરે, વચનોથી વીંધાવા લાગ્યા. પેલા ન્યાતના પચાતીઆઓ કે જેમણે મુટણને દુપટ્ટાથી મુસ્કેટાટ બાંધી, હાથના બાયો ચડાવી, તલકચંદ તરફડીઆ પાસે દેવું કરાવ્યુ હતું, તે તો કોણ જાણે સાતમાં પાતાળમાં ક્યાંય ભરાઇ ગયા કે તેમનુ તો નામ નિશાનજ દેખાતું નહી. આ વખતે મારી માતાએ હાથમા ફક્ત કાચની બગડી અને ગળામા કાચના મણકાની કીડીઆસેર રાખી પોતાનો બધો સૌભાગ્યનો શણગાર સ્વામીને સોંપ્યો અને તેમાથી બની શકે તેટલું દેવુ પતવવા' ગજી ખુશી બનાવી 'આ ઓધન ધરેણે મુકી તલકચદ તરફડીઆએ નાની રકમો પતવી અને મોટી રકમ પેટે રહેવાનું ખોરડુ ગીરો મુક્યું. નવાઇની વાત તો એ છે કે દહાડા પડ્યી વખતે જેમણે મોટી રકમ કાઢી આપી હતી. તેમણે જ ઘરેણા અને ઘર ગીરો રાખી લીધાં. આ જ સમયે પ્રિય વાચક ! હું મારી માતાના ઉદરમા હતી. તેણે તલકચદ તરફડીઆને મારા જેષ્ટ ભ્રાતા રૂપી પુત્રરત્ન મારા પહેલાં આપ્યુ હતુ. કોડીનારમા કાંઇ પણ આકર્ષણ કરે એવુ હવે ન હોવાથી તથા કોડીનારમાં રહીને હવે વહાણુ પાછુ તરતું થાય એમ પણ ન હોવાથી, ઘરેણા અને ઘર છોડવવારૂપી ચિંતા ચાલુ સાથી રહ્યાં કરે એમ હોવાથી તલકચદ તરફડીઆએ ધન, ધરા અને ધામને છેવટના રામરામ કર્યા અને "ભાગ્યાનો ભીરૂ રે મારો ભીમસેન–" એટલે મુંબઇ નગરીમાં નસીબની સોરડી અજમાવવાનો નિશ્ચય ક્યો વખતે વાંચકને શંકા થશે કે મારી માતાનાં માબાપ આ બધુ જોઇ કેમ રહ્યા, તો જાણવુ જરૂરનું છે કે તે પણ બિચારાં લક્ષ્મીની અવકૃપાના ચોપડામાં હતાં જેથી પોતાનુંજ માડ માંડ ચલવતાં હતાં. દીકરીનો દરિદ્રાવસ્થામાં તેને બીજીવાર દહાડો ચડેલો જોઇ અને તેમા એ જમાઇને પરદેશ જવા દઈ દીકરીને પોતાની પાસે રાખી લેવાની પણ પોતાની અશક્તિ જોઇ દીકરીથી છુટા પડતી વખતે તેમને બહુજ લાગી આવ્યુ પણ દૈવની સામે દાદ કોઇને કરાય તેમ ન હોતી એટલે દીકરી જમાઇને બહાર ગામ ખિન્ન હૃદયે જવા દીધાં. ગામના લોકોએ તલકચદ તરફડીઆના ગયા રહ્યાની દરકાર તલ માત્ર પણ ન કરી, કારણકે જેમને હસ્યાટ હતો, તેઓએ તો એમને બરાબર ખાલી કરી લીધા હતા.

(૩)

મુંબઈમાં પોતાની સગર્ભા સ્ત્રી સાથે તલકચદ તરફડીઆ ગરીબબસ્તીમા સસ્તામાં સસ્તા ભાડાની એક કોટડી ભાડે રાખી રહ્યા. પ્રથમ પુરૂષાર્થ ઘાસતેલની ફેરી ફરવામા અજમાવ્યો. અને ખાવા જેટલું મળી રહેવા લાગ્યું. પણ તેથી તેમને સતોષ શી રીતે થાય ? જેનું મગજ આસમાનના તારા ખેરવવાની શક્તિ ધરાવતું હોય તેને આટલાથી સતોષ શી રીતે રહે ? પણ પાસે પૈસો નહી એટલે કરે પણ શું ? મુંબઈમાં તો પૈસા ધીરવાનું કહેવાય પણ કોને ? અને વખતે

આપવાને કોઈ તૈયાર થાય તો જામીન કોણ બને ! ખાતું પાડી આપવાના તો સોગંદ હતા અને અજાણ્યા પરદેશીનું ખાતું પાડે પણ કોણ ? આવી દરિદ્ર અવસ્થામાં પોતાનો ઘર સંસાર મુગે મોંયે અને હસતે ચહેરે ચલવે જતી મારી મા આગળ તલકચંદ તરફડીઆ પોતાની મુંઝવણ કદી મુકતા નહોતા. તેમના મનમાં હમેશાં એમ રહેતું કે પુરુષે આપી શકાય તો મુઠીઓ ભરી ભરીને પત્નીને આપવું પણ મુઠી ન ભરાવા માટે બીકણ બનીને બામાંને બારથારે વધારે ચિંતાગ્રસ્ત કરવી નહી જો પતિ લાવે તેમા સ્ત્રી પોતાનો નિર્વાહ સહર્ષ કરે અને તેને ચણોચણમાંથી બાદ રાખે તો બસ છે તેમાં વળી મારી માતા બેજીવસોતી છે, એમ એ જાણતાં હોવાથી પોતાના મનની સ્થિતિનો એને સ્વપ્ને પણ ખ્યાલ આવવા દેતા નહોતા. પણ પોતે અંદરથી બહુ અસ્વસ્થ રહેતા. તેમના મનની સ્થિતિ ધુંધવાતા અગ્નિ જેવી હતી પોતાની ચડતી શી રીતે કરવી, એ એમને સુઝતું નહોતું. મારી માથી આ તેમની મુંઝવણ છાની નહોતી, પણ મૌનરૂપી આડો પડેલો પડદો તે ઉપાડવા માગતી નહોતી કારણ કે દાઝયા ઉપર ડામ જેવું થાય તેમ હતું. વળી પોતાના હાથનો સંકોચ તે તેમને કદી કહેતી નહોતી. જે એ કમાઈને લાવતા, તેમાં એ પોતાનું ઘર ચલવતી. દળણું ખાંડણું કરી પોતે પણ બે પૈસા પતિની કમાઈમાં ઉમેરતી આ સ્થિતિમા નવ માસ વ્યતીત થઈ ગયા, તે જણાયા પણ નહી; અને એક દહાડો હું અવનિપર ઉતરી.

(૪)

આ અરસામાં, એક વખત ઘાસતેલની ફેરી ફરતા ફરતા તલકચંદ તરફડીઆ સુંદરચંદ સટાકીઆ સોલીસીટરના આવાસ આગળ "ઘાસતેલ, ઘાસતેલ," કરતા જઈ પહોંચ્યા. સટાકીઆ સોલીસીટરના રામાએ માળાના ત્રીજા માળના છજામાંથી બુમ મારી કે "એ ઘાસતેલ, ઉકરે ઉકરે, વરતીયે, વરતીયે." તલકચંદ તરફડીઆ ખાંધ ઉપરના વાંસના પાછલા છેડેથી સાંકળમાંથી લટકતા, દારૂના પગથીઆ સાથે ઠણણ ઠણણ, ખણણણ, અવાજ કરતા પાછલા ડબા સાથે, આગલા ડબાની સાંકળને એક હાથે ઉંચી રાખી, ત્રીજે માળ ચડી સટાકીઆ સોલીસીટરના ઓરડા આગળ કાંધેથી ડબા ઉતારી બેઠા. રામાએ ઘરમાંથી આણેલા દીવા પોતાના શીશેથી ભરી આપતાં ઘાસતેલ ઓછું ભરતા ગણપી રંચ પેચ થઈ, જેમાંથી વાત વધીને "એક દુકાની મીળનાર નથી. કયાંના ઘાસતેલ કમતી દીલા? બરોબર ભરન દે:" એવી તકરાર ઉપર ગઈ તલકચંદ તરફડીઆનું તતેડું ઉંચુ ગયું ને ગેરમાર્ગ ગુરમી શબ્દની લહાણીમાંથી સેદો મારામારીનો થવા આવ્યો. જે સાંભળીને સટાકીઆ સોલીસીટર સુલેહનો ભંગ થતો અટકાવવા, જાપાનીઝ સપાટા ચટપટ ચટપટ બોલાવતા આવી પહોંચ્યા. એમની બીજી વખતની બૈરી પણ બાળગોપાળ સાથે બારણાના બારસાખમાં આવી ઉભી અને પતિશ્રીપાસ મુકરદમાનો ફેસલો કેવી રીતે આપે છે તે જોવાને પ્રેક્ષકવર્ગ તરીકે હોકા જેવા ગોળ ડરી વાળી મુનીવરના વચ્ચે પડેલા રામને જોઈ રહી. બન્ને પક્ષે વકીલની ડખલ બે બીલાડી વચ્ચે વાંદરાની વાત ધ્યાનમા રાખી કાઢી નાંખીજ હતી! રામાએ પહેલેજ પોતાની ફરીઆદ નોંધાવી અને તલકચંદ તરફડીઆએ પોતાનો બચાવ પણ પેશ કર્યો, અને મુદ્દામાલ ઘાસતેલ સાથેનો શીશો કેટલું આપ્યું હતું તે બતાવવા આગળ ધર્યો. ન્યાયાધીશ સટાકીઆ સોલીસીટરે બન્ને પક્ષના પુરાવા સાંભળી લઈ ફેસલો

માટે મુક્ત નાખી નહી પણ ક્ષણિ ત્યાં થોડી મીનીટ માટે વિચાર કરવા મગજરૂપી ખાનગી ઓરડામા જઇ તરત પાછા આવી બચાવપક્ષની તરફેણમાં નિર્દોષપણાનો ચુકાદો બેધડક આપ્યો અને ફરીઆદી રામાને "આતા દુસરીવેળા ગરીબાચીવર ચસી જાસ્તી કરૂ નયે," એવા સાવચેતીના શબ્દો કહી નિર્દોષ ગુન્હેગારને છોડી મુકી કચેરી બરખાસ્ત કરી. રામો બીચારો શેઠને ફરીયાદ કરવા જતા સપડાઇ જવાથી ઝખવાણો પડી ગયો અને ઉંચું નીચુ નાખી માથુ ખજોળતો-"શેટ, તુંમાલા જસે બઘતો તસાગી કરતો," એવું કાંઇક બબડતો બબડતો બોજને હલકો કરતો વાસણ પાણીનો ક્રમ આમળી પોતાનો ગુસ્સો ઉતારવા ચાલતો થયો.

અહીં સટાકીઆ સોલીસીટરે તલકચંદ તરફડીઆને પોતાના ઘરની વાત બીજે ન કરે એવા આંતર ઉદ્દેશથી અને ધામતેલ લીધેલાના પુરા પૈસા ભરી આપવાના ખાલી દેખાવથી પોતાના ઓરડામા બોલાવ્યા આડી અવળી વાતો ચલાવી નોકરને બેની બે ચાર ઠોકર લગાવી, ગભાગની ગાદીપર ફુલાવી, ટાઢા પાણીનો કળશીયો મગાવી, મુખ ઉપર હાસ્યને ચગાવી, સ્નેહ દીપકને ઝકાવી, ગુસ્સાના આવરણને ચકાવી, મામલો અવળો હોવાથી પોતાના પોતને દબાવી, નાટનાં નખરાં નમાવી, "અદ" પદને રગાવી, અનામઆસ નામની પુછપરછની ચારી દબાવી. કોઇનાર એ શબ્દ કાને પડતા અને ફકીરચંદ ફડફડીઆ રમગણે ચડતા, સટાકીઆ સોલીસીટરના હરખની હદ બેહદજ થઇ ગઇ એકદમ ખુરશી ઉપરથી દોડી, તલકચંદ તરફડીઆને ભેટી કરી, અને જુની ઓળખના—"તું નહી તો તારો બાપ," તેયે નહી તો તેનો બાપ'—એના ફાટયાં તુટયાં પોથાં ચોથાં ઉકેલ્યા. "અરે પહેલેથી ખબર પડી હત તો સાળા રામાને લાત મારી ક્યારનોએ કાઢી મુક્યો હત. પણ હશે, બીચારો ગરીબ છે, એની તે અક્કલ કેટલી ચાલે? તમારા મારા જેવાએ તો મોટા મનના થવું જોઇએ પણ તલકચંદ તરફડીઆ જી, કહો તો ખરા આમ ચુપચુપ મુંબઇમાં ક્યાંથી અને ક્યાંથી? એક પત્તુ સરખુંએ નાખવાને ન બન્યુ? જાઓ મારા સાહેબ, એવા અક્કડ થયે દુનીઆ ચાલતી હશે કે? ક્યા ઉતર્યા છો?" વીગેરે વીગેરે, ઉપરાઉપરી, ઉપરછલ્લી, આડીઅવળીથી તલકચંદ તરફડીઆને બરફના પાણીમાં બેસાડી દીધા. "અરે સાંભળો કે, આ તરફડીઆ શેઠને ઓળખ્યા કે? તમે તો બધા આજકાલનાં તે ક્યાંથી જાણો? ફકીરચંદ ફડફડીઆ અને આપણા અહા એ તો દીલોજાન, એક એકના મોંમાંથી ઝુંટવી ખાનારા આ જો, ફકીરચંદ ફડફડીઆ, મારા બાપાની પેઠે એમની સાથે મુંબઇમા આવ્યા હત તો તો, શેઠ, મારી પેઠે તમેએ ક્યારનાએ તાગડધીન્નાં કરતા હત. પણ ખેર, બનવાની બની ગઇ. પાછલી તિથિ તો જોશીએ જોતા નથી. ગઇગુજરી સંભાર્યે શું થાય? કહો હવે, તલકચંદ તરફડીઆ, તમે આમ ધાસતેલની ફેરીમાં કેમ? મને તમારો ઇતિહાસ અથથી ઇતિ કહો અને જો તમારો અહીં કાંઇ બંધ ન બેસતો હોય, તો ચાલો હું તમને ઠેકાણે પાડું."

તલકચંદ તરફડીઆએ આપવીતી અથથી ઇતિસુધી કહી સંભળાવી, પોતાની સદ્ગુણી નાર—એટલે મારી માતા—નાં ભારોભાર વખાણ કરી, અંતે ભાવિની બલીહારીપર ભાર મુક્યો. આ કરુણરસ પ્રધાન કથા સાંભળી ઝરપર ચડેલ સટાકીઆ સોલીસીટર એકદમ

છે ? અહીંતો कार्यं साधयामि ના સિદ્ધાંતનું અનુકરણ થતું હતું. વળી આપને અક્ષરમાં પરોવી રાખી કાનને નવરા ન પડવા દેવાના મતને અનુસરી તેમને ગોરડા વગરના તારનું મથક બનાવતા, અને બધું સુઝું મગજના ગોદામમાં ભરતા. આથી બાપાલાલ ઐશર્મીએ હવે તો તલકચંદ તગડીઆની આબેજ જોવા માંડ્યું. બધાની ધારણા પ્રમાણે જુના મુનીમ વૃદ્ધ થતાં તલકચંદ તરફડીઆ મુખ્ય મુનીમ તો બન્યા; પણ બાપાલાલ ઐશર્મીએ ઉપકારને એમને પોતાના ભાગીદારને પદે પણ સ્થાપ્યા, એવી આશાથી કે પોતાનો સ્વાર્થ અંદર સમાતાં તે કાપડના વેપારને હજી પણ વધારે ખીલવશે, એટલુંજ નહીં પણ બીજી શાખો પણ ખીલશે. જેમ વ્યવસાય વધી તેમ છળ પચ્યા, સાચાં જુઠાં, અને ઠાંક પીછોડ પણ વધ્યાં, એટલે વકીલ વિના વિપત્તિ પડે કારણકે નહીં તો કાયદો નડે ! તેથી સટાકીઆ સોલી સીટરની જુની મોહોબત તલકચંદ તરફડીઆ સાથે જેવી ને તેવી સતત ચાલુ રહી, બલ્કે વધી. ફાયદો એ થયો કે કાયદાના કાવાદાવાના પણ તરફડીઆ પુરા માહીતગાર થયા.

(૬)

હવે તો તલકચંદ તરફડીઆ બાપાલાલ ઐશર્મીના ભાગીઆ બન્યા હતા, ગાદી નીચે બેસવાને બદલે ગાદીના અર્ધભાગના હકદાર થયા હતા. તેથી સટાકીઆ સોલીસીટર જેવાના સાથમાં રહેવાને પણ લાયક તથા શક્તિવાળા પુરા દામ દેવા લાગવાથી હવે મન માણવા લાગતું હતું. મૈત્રય સહેવાનો નહોતો, વિત્ત વૈભવનું તરસ્યુ બનવા માંડ્યું હતું. ખાદી ખુંચતી હતી, પગ પાણી પાણી થતા હતા. નિર્દોષ જીવન નડતું હતું. ચાકર વગર ચાલે તેમ નહોતું. ખુશામત ખીજમતમાં જોઈતી હતી; હજીઓ કદાચ જતો હતો, માખાંગોળાં મારવાને જોઈતાં હતા, પ્રભુચિંતનની પીડા લાગતી હતી. દંભ દેખાવનો દમામ જોઈતો હતો, ઓળખાણ પીછાણ આગળ દોડવા જતી હતી. દિલના દોર દરીઓ કુદવા ચાહતા હતા. વાડી વજીફા વધવા માગતા હતા, લક્ષ્મીની લાલચ લપટી પડી જઈ લપસે જતી હતી; ન્યાયને નેવે મુકવાનું મન થતું હતું. સત્યને સીવી મુકવાથી ફાયદો જણાતો હતો. વાહ, વાહ ! રાજર્ષિ મહારાજ ભર્તૃહરિએ ખરૂં કહ્યું છે કે—

अवस्था वस्तूनि प्रथयति च संकोचयति च ।

તલકચંદ તગડીઆ સટાકીઆ સોલીસીટરના સાધ્ય પડોશી થયા. પ્રથમની ઓળખાણ, રસ્તે ચડાવ્યાનું એહસાન અને સ્વાર્થમાં સહીઆરૂ હોવાથી સંબંધ ગાઢો થવા લાગ્યો. પુરૂષોનો મનમેળ તો હતોજ, તેમાં હવે સ્ત્રીઓનો પણ થયો. પાંચ વર્ષની છું સટાકીઆ સોલીસીટરના ઘરમાં પડી પાથરી રહેવા લાગી. આકર્ષણ બાળલગ્નના જોડીઆ સાતવર્ષના સરૂપચંદ સ્નેહાધીનનું હતું. પોતાની બહેન ગત થવાથી સટાકીઆ સોલીસીટર સરૂપચંદ સ્નેહાધીનને પોતાના ગગા ગગીની સાથે ઉછેરતા હતા. બનેવી પરણ્યો હતો બીજી; જેથી તેની સાથે સંબંધ તુટ્યો હતો અને નવીની રક્ષાતળે સરૂપચંદ સ્નેહાધીનને રાખવાનું સટાકીઆ સોલીસીટરને ઠીક ન લાગ્યું: કારણ સરૂપચંદ સ્નેહાધીન શોક્યનું સાલ હતા ! સટાકીઆ સોલીસીટરનાં કચ્ચાં પચ્ચાં કરતાં મને આ સરૂપચંદ સ્નેહાધીન સાથે ઠીક બેસતું આવતું. કારણ કે સોલીસીટરના બંનાનોએ સાહેબીરૂપી માયામંડપનો, માતાપિતાની શીતળ

આપ રૂપી ચીઆળીમાં સ્વાદ ચખેલ હોવાથી એમની દાઢ ચસકેલી હતી, અને શહેરના સુધારામાં સજ્જ થયા હતાં જેથી ઝભ્ભાનાં અને હાથના છુટા હતા અને વાળવામાં પણ હતાં જ્યારે નમાયા સરૂપચંદ સ્નેહાધીન ગરીબના ગજા અને ગામડામાં મોટા થયેલા હોવાથી અને નિર્દોષ જીવન ગાળેલું હોવાથી ભોળાભાળા, ડરેલ અને દયાળુ હતા. સોલીસીટરનાં વીઆં (છોકરી) બેજાનાં ગેપ હતા, જ્યારે સરૂપચંદ સ્નેહાધીન અક્કલના મક્કમ હતા. મનુષ્યનો પરસ્પર સ્વાર્થ જ્યારે ગાઢ સંકળાયેલો હોય છે ત્યારે સ્નેહ બાહ્ય દેખાવ બહુ ધારણ કરે છે. જો કે મન તો સાક્ષી પુરે છે કે સ્વાર્થરૂપી કડી તુટતાં જુદારો થતાં વાર લાગતી નથી. મારો મોટો ભાઇ મારાથી પાંચ વર્ષે મોટો હોવાથી તેનું લક્ષ ઘરની અંદરની બાળ રમતોમાં નહોતું હું બન્ને ઘરના છોકરામાં સાથી નાની હોવાથી મને રમાડવાનું સ્વાભાવિક રીતે સૌને મન થતું કુદરત અને કૃત્રિમતાનું મિશ્રણ કરી સટાકીઆ સોલીસીટર મને ઉચકી ઉચકીને અને મારા ઉપર બચ્ચીઓની અથાગ નવાજેશ કરીને મને બહુ બોલાવતા માટે મેં પણ તેમને સટાકીઆ કાકા કહી કહીને ડુંપી જતું અમારા બન્નેના ઘરમાંથી બીજા બધાં કરતા એ મને બહુ બોલાવતા. એટલે હું એમનેજ દેખતી, તે એટલે સુધી કે સરૂપચંદ સ્નેહાધીનની સાથે રમવાનું પણ ભુલી જતી. એટલુંજ નહી પણ વખતે સરૂપચંદ સ્નેહાધીન મને રમવા આવવાને હઠ કરે તો મોંથી બેચાર છણકા અને હાથથી તરછોડા પણ કરી લેતી. સટાકીઆ સોલીસીટર જ્યારે આરામખુરશીમાં પડી પેપર (છાપું) વાંચતે વાંચતે મને પોતાની ફુંદ ઉપર બેસાડી રમાડતા ત્યારે હું તેમની મુછોના વનમાં મારી કુમળી આંગળીઓને વિહાર કરાવતી અને બરાડા પડાવતી, એમના પેપરને ફાડી અથવા ફેંકી દેતી અને ધુન ભરાતી તો એમની–કણેકના લુણા પીલ્લા જેવી–ફુંદ ઉપર, કૃષ્ણ જેમ કાળીનાગની ફણા ઉપર થનથન નાચ્યા હતા તેમ, તેમનો હાથ પકડી નાચતી અને તે વખતે સટાકીઆ કાકાના હરખનો પાર રહેતો નહી. બહારથી ઘરમાં પગ મુકતા પોતાના બુલંદ ઘાંટે ગજીની બાગ પોકારતા કે તરતજ અમે ત્યાં હોઉં, ત્યાંથી સર્પ જેમ મોરલી સુણી ગમે ત્યાંથી દોડી આવી વાદીની સામે ફેણ માંડી ડોલવા માંડે છે તેમ, હું સટાકીઆ કાકાની પાસે આવી એમના હાથમાં બેસી જવાને અને એમની બચીઓથી ખડખડાટ હસી પડવાને, એમની કમરને મારા નાજુક હાથથી ઝુડ ભેરવીને કુદકુદા કરી મુકતી. એમની ખુરશી પાસેની ટીપાઇ ઉપર મુકતા ચા કે દુધના પ્યાલાને, જો એ મને પહેલાં તાસકમાં ન આપે તો, હું ગબડાવી પાડતી એ પોતાના કામમાં પુરેપુરા પરોવાયલા હોય ત્યારે હું છાનીમાની જઇ એમને મારા નાના નખોથી રાતી કુંડીનો ચટકો ભરતી અને તેમ છતાં મને પાસે ઉભેલી જાણવા છતાં જો એ મને પોતાનું કામ પડતું મુકી રમાડવામાં વાર કરતા તો હું એમનું લેખન સાહિત્ય આડુંઅવળું કરી મુકતી એટલે એ ધુંઆપુંઆ થવાને બદલે "ઉભી રહે ચોર, તોફાન કરે છે કે?" કહી મારી પાછળ દોડતા અને હું અને એ, મેડીની મધ્યમાં મુકેલા ગોળ ટેબલની આસપાસ ફેરફુદડી ફરતા. મને ન પકડી શકવાનો દેખાવ કરતા સટાકીઆ કાકાને જોઈ, અહાહા, શું માઈ દોડતા જઇ વળી ગરદને એમની તરફ જોઇ નિર્દોષ ખડખડ હસવું?

આ સટાકીઆ મામાની સલાહથી તલકચંદ તરફડીઆએ કેળવણી આપવાને

તો ખગ પણ આમોના મળ્યાં. એટલે એ દૈનેજ બાપાને ગળે ઉતરી. આ નક્કી થયા પછી વાત વળી કોડીનારથી આવેલી સગા વહાલાંઓની ફુસફુસમાંથી છોરેથી કોનીઓ તરફ અને વેમાયા ફરી અમારા ઉપર. સટાકીઆ કાકા કહે કે "ભાઈ તલકચંદ તરફડીઆ, આપણે તો વીવાનો વેવીશાળ કરી મુક્યો છે અને વરવા જેવાને વશે પણ કરી દીધા છે, એટલે હવે ઉચ્ચાટ નથી. જે કહો તે માન સરૂપાનો છે પણ એ તો કહે છે કે કોલેજનું ભણતર ભણેથી કાઢયા પછી પરણવાની વાત પણ શેઠ, હવે આ ગગી દીકરીનું શું વિચાર્યું છે? ભણાવો ગણાવો છો તો ખરા પણ પછી કોઇ કોડીનારનો કુકડો એને ગમશે નહીં તેમ કોઈ બીજી ત્રિપાનો તાબેદાર થવા ઇચ્છતો પાંજરાપોળિયો પણ પરવડશે નહીં! માટે પરણાવજો ભલે એને પણ કોલેજ છોડયા પછી, જો એની એમજ ઇચ્છા હોય તો પણ અત્યારથી નજર ફેરવતા રહેશો, અને આખમાઆખ ખુપે એવા કોઈ યુવતીઆને આરોપી રાખશો તો સારૂં છે" તલકચંદ તરફડીઆએ તલૈયાને તરતજ તાબે તો કર્યું, પણ અંદે સટાકીઆ કાકાની સલાહ શોધી. સટાકીઆ કાકાને તો જોઈતું હતું એટલુંજ એટલે બોલ્યા "જોજો શેઠ, મને સ્વાર્થી ન કહેતા. લાયકાત જોઈને વાત કરૂં છું અને એકમેકનો મનમેળ જાણું છું તેથી ભવિષ્ય સારૂં નિવડશે એમ નક્કી લાગવાથી કહું છું કે જો આ મારા (સરૂપચંદ સ્નેહાધીનને બતાવી) સરૂપાને ગગી બેટાનો હાથ સોંપો તો સોનું ને સુગંધ બે એકઠા થાય, દુધ ને સાકર ભળે અને મારી બહેન સ્વર્ગમાંથી જોઈ આનંદ પામે કે ભાઇએ ભાણુજાને રાખી જાણ્યો. બસ, શેઠ, ટુંકામાં સમજી જાઓ. લાંબીનેહની વાતો બહુ લંબાણથી કરીએ નહીં. ઉકરગ ફાટી જાય અને પછી આપણને બંધ નહીં" મારી માતા અને સટાકીઆ કાકાની સંમતિ સારૂ 'સટાકીઆ, તરફડીઆ અને કુંપતી'ના મુખ એમની તરફ ફર્યાં અને એમણે તો "દુધમાં ખાંડ, ગોળમાં ઘી ભળ્યાં" ના વાકયોથી એકબીજાનાં દિલેજ હાર્યાં. તલકચંદ તરફડીઆ તો તે વખતેજ ગળ્યું મોં કરવાને અને ગોળ ધાણા વહેંચવાને તલપાપડ થઈ ગયા, પણ મે મારી માના કાનમાં કહ્યું કે વેવીશાળ અને હસ્તમેળાપ બન્નેએ સાથે અત્યારથી હું આટલા પણ બંધનમાં બંધાવા માગતો નથી.' મારી માએ તલકચંદ તરફડીઆનો કાન ફુંક્યો અને એ બોલ્યા "ભુલ્યોને ભાઇ સટાકીઆ સોલીસીટર! અત્યારથી વેશવાળ, તો હું કરી રાખતો નથી પણ જાઓ સરૂપચંદ સ્નેહાધીનને હું મારી ગગી પરણાવીશ."

(૮)

સરૂપચંદ સ્નેહાધીનને પરણી શકાય, એ જ્ઞાનરૂપી શર સ્મરે અહીંઆ મારા તરફ પહેલવહેલું સાધ્યું. જે પ્રેમ અત્યાર સુધી નિર્મળ અને સ્વતંત્ર હતો, તે હવે કામદેવની સાંકળમાં સપડાયો અને તેની સાથે મારામાં શરમાળપણાએ અને સરૂપચંદ સ્નેહાધીનમાં હિંમતતાએ પ્રવેશ કર્યો. હૃદયપટમાં પડેલા નિકટ સહવાસના નિર્મળ જળથી સીંચાયેલા, સ્નેહબીજનો અંકુર હવે ફુટ્યો. જતાં જો કે તે દિવસે દિવસે વૃદ્ધિગત થતો હતો તોપણ તે અમારા બી. એ. થતાં સુધી બાળકજ રહ્યો હતો એમ કહું તો ચાલે. કોલેજમાં આવ્યા પછી, પણ અમારી દિનચર્યા શાળામાં હતી તેવીને તેવીજ ચાલુ રહી એજ. પ્રમાણે કોલેજ ક્લાસમાં કોમ્પીટીશન (હરીફાઇ), એજ પ્રમાણે ઘર અગાડી ધેલા અને એજ પ્રમાણે નિખાલસ હેતનું રટન, પણ હવે એ બધુ મર્યાદામાં જ, નાનપણની પેઠે હવે હું સરૂપચંદ સ્ને-

હાથીનતી પાછળથી આવીને આંખો દાબી મશ્કરી કરતી નહોતી, હવે હું ટપલી મારી એમને ચીડવતી નહોતી, અને હવે હું એમની જોડાજોડ બેસી એમના માથા જોડે માથુ અડકાડી વાચતી નહોતી. કોલેજમાં પણ છોકરાઓ અને મારી સહીપણીઓ અમને બન્નેને મશ્કરીમાં ઉડાવતા અને બધા નક્કી કરી બેઠા હતા કે અમારા વરવહુ થવામાં "મીનમેખ" નો ફેર થાય એમ નહી હતું અને આ વાત તો છેક પ્રોફેસરોને કાને પણ પહોચી ચુકી હતી. જ્યારે બી. એ. મા અમે બન્નેએ ઐચ્છિક વિષય તરીકે કેમીસ્ટ્રી ( રસાયણશાસ્ત્ર ) લેવાનું નક્કિ કર્યું અને જ્યારે અમને બન્નેને એક મેજ ઉપર એકઠા એક્સપેરીમેંટ (પ્રયોગો) કરવાની કેમીસ્ટ્રીના પ્રોફેસર (શિક્ષાગુરૂ) તરફથી મજુરી મળી ત્યારે તો દરેકને મનમાં દઢ થયુ કે ઉંટડો અમુક બાજુએજ ઉતરશે! જો કે કેમીસ્ટ્રીના પ્રોફેસરે તો અમારી કોઇક આગળ પડતી દેખાતી બુદ્ધિને વધારે આગળ પડવાનો બહોળો અવકાશ મળે તે ખ્યાલથીજ અમારી જોડી ગોઠવી હતી. વળી કોઈ તદન અજાણ્યા છોકરા સાથે મને મુકે તેના કરતાં જ્યારે સદ્ભાગ્યે સ્નેહાધીન એક વર્ગમા હતા, ત્યારે તેમની સાથે મને કેમ ન મુકવી એ પણ તેમનો વીચાર વખતે હોય. ત્રીજુ,—બધા પ્રોફેસરો અમારી વાત જાણતા હોવાથી આ પાશ્ચિમાત્ય મમતી પ્રોફેસરે અમારી ઓળખ કેળવવાનો પણ અમને વખતે અવસર પણ આપ્યો હોય. વળી કોલેજોમા આવી જગ્યાએ છોકરીઓ છોકરાઓ સાથે છુટથી ભળી શકતી હોવાથી આમા કાઇ કોઇને અયુક્ત લાગે તેમ નહોતુ ગમે તેમ હો પણ દરેકના મનમા એટલુ તો નક્કીજ થયુ હતુ કે વખત જતાં આ જુગલજોડી દંપતીની સ્નેહગાંઠથી જોડાશે. તેમાં વળી જ્યારથી અમને સંધ્યાકાળને સમયે ચોપાટી ઉપર સાથે ટેલતા જોવા માંડ્યાં, ત્યારથી તો સોએ સો વસા સહુને સજ્જડ મનમા બેસી ગયુ કે અમે પરણીશુ એ નક્કી. ઘર આગળ પણ વડીલોએ અમારો સંયોગ નિર્માણ કરી દીધેલો હોવાથી અમને એકબીજા સાથે છુટથી બોલવા ચાલવા દેવામાં વાધો લેવામાં આવતો નહોતો. વળી અમે બચપણમાં ચીજ એક બીજા સાથે ઉછરી યુવાવસ્થાએ પહોચેલા હોવાથી અમારી વચ્ચે મન સંકોચ નહોતો. બાદ માત્ર યુવાવસ્થા અને"અમે વર વહુ થઇશુ, એમ જાણી જે થયો હોય તે. તેમ બન્ને કુટુંબ પણ સુધરેલા હવાપાણી અને સુબંધમાં રહેવાથી છાછેલ્લવાળા નહોતા. જો કે કાઠીઆવાડમાંથી આવતા સ્ત્રી પુરૂષ મહમાનોને અમે એક બીજા સાથે પરણવાનાં છીએ એ સાંભળ્યા પછી આ અમારૂં છુટ વર્તન અસભ્ય લાગતું હતું ખરૂં પણ એ બા મનમાં એમની વિરમયતા અને કેટલાકની તો મોંએ મોની ટીકા પણ ખા જતાં હતાં!

(૯)

જ્યારે અમો શુદ્ધ પ્રેમીઓની ઘટના આ પ્રમાણે જામી રહી હતી, ત્યારે તલકચંદ તારાચંદીઆની સંસાર માયા લાંબીને લાંબી પસરેજ જતી હતી. હવે તો જે માળાની બધુ કેજ ઓરડીમા ભાડુઆત તરીકે રહેતા હતા તેને પોતે ખરીદી લીધેલો હતો. વળી બે ચાર બીજા માળા ને બંગલા લીધેલા તે તો જુદા. કોલેજમાં હું આવી ત્યાં સુધી તલકચંદ તારાચંદીઆ બાપાલાલ બેંકર્ઝના નામમાં ધંધો ચલાવતા હતા અને તેને ચોમેર વધાર્યો હતા. બન્ને ભાગીદારોને મતનું સગાભાઈ જેવુ જેથી ભાગીદારી તોડી સ્વતંત્ર થવાનો

કોઈને કદી વિચાર થતો નહોતો. વેપાર રંગભૂમી ઉપર નાચી નાચીને થાકી ગયેલા કોવાંચી બ્રાપાલાલ બૈરામજી તો દિવસે દિવસે સાયલંટ (નિવૃત્ત) ભાગીઆ બનતા હતા અને કુમકુમાં કામ કરનાર તથા સોદાની છૂબતે ટેગવે ચઢેલા હાથમાં તલકચંદ તરફડીઆજ હતા. તલકચંદ તરફડીઆના ધારાના હીમાયતી હતા, શકરચંદ સટાકીઆ સોલીસીટર. કાયદાની કલમો જોતે જોતે એમને પણ, તલકચંદ તરફડીઆનો સહવાસ થયા પછી દાદ ચસકી હતી. પણ વકીલાતને તદન બાયકોટ કરી દેવાનો વીચાર ન હોવાથી કોઈ ઉભરતા, આશાજનક પંખીને પાડવાની શોધમાં કંઈ દીવસથી ફરતા હતા. તે મળી ગયા એમને તલકચંદ તરફડીઆ! એમને ઠેકાણે પાડી એશાનમાં આણી, બરાબર લીધા મઝુમાં અને એમને જ્યારે બરાબર જામેલા જોયા એટલે અંતરની ગાંઠ ખુલ્લી કરી દીધી. તલકચંદ તરફડીઆએ જોઈ લીધું કે વકીલ તો વેપાર વહાણનું વાંકુંચુંકું પણ હલેસું છે એના વગર દરીઓ ડોળાશે નહીં, માટે એને તો વેપાર વહાણના એક ખૂણામાં બેસી રાખ્યો સારો એટલે બ્રાપાલાલ બૈરામજી, તલકચંદ તરફડીઆ અને કંપનીમાં બેઆની ભાગ એમનો; શીવાય સોલીસીટર તરીકેની કેસ લડવાની સલામી જુદી,—એમ ગાડું ગોઠવ્યું! સ્વાર્થ સમાયલો હોવાથી ભાગના પેટે સલાહ માફ; વાત ગોખ્ખી ચટ, ગોટા ગળફા વગરની! વેપારી અને વકીલ બન્નેની થઈ દિલ્લગી પછી પુછવું શું? એક સાહસનો ધણી, બીજો બારીકીનો પુરો, નહી બેમાંથી એક અધુરો. જે કામ હાથ ધર્યું, તેમાં પડ પાસા પોબાર. કાપડની દુકાન તો કે અમારીજ હોય, મીલનાં શુંગળાં તો કે અમારાજ કુંઢાય, સ્ટોર સપ્લાયની શોપ (મીલ વગેરેને લગતા સામાનની દુકાન) તો કે અમારીજ હોય, રૂ ખરીદીની એજન્સી (વહીવટ) તો કે અમારીજ હોય, કલકત્તામાં કોલસાની કોલીઅરી (ખાણ) તો કે અમારીજ હોય, એક્સપોર્ટ ઈમ્પોર્ટ (વિલાયત માલ મોકલવાનું અને ત્યાંથી મંગાવવાની) ખાતું તો કે અમારૂંજ હોય, અને વળી રહી જાય એક તે પણ અમારીજ હોય. બસ, વળી પૈસાની ભીખ તે શી માંગવી? ઈ, મારો બાપો, રાખે જાઓ છાપ જાયી ભરેલા આદમીઓ અને દાબે જાઓ તેમનાં મોં. પછી કોણ મોં આંખ ઉઘાડનાર છે? "શેરહોલ્ડરો તડપડ કરે તો મુકો બાજુએ બખતે જરી દાબ દીધો એટલે મળતી બંધ અને એકવાર આબરૂ વધી કે ગાડું ગોપીચંદન ચોકુંજ કરવું છે! એક શેર નેમદદ આદઠ તે મોડા વેચવા પ્રીમીઅમથી (પડતર કરતાં વધારે ભાવથી), હેલી આપો ડીલલોને ઓવરડ્રાફ્ટ (પહેલેથી કંઈક છૂટ આપી મેલ્યાં ફેરવો) એમ એ ઉજળાજ જાય શેરબજાર. પછી ભલેને બાજમાં વહેંચો કાગળનાં ફરફડીઆં! સગાંવહાલાં તથા દબાયલા ચંપાયલાને રાખો ડાયરેક્ટર (વ્યવસ્થાપક મંડળમાં). એટલે કરી દેનારે આવે ઉની આંચ. કહેવાય ત્યારે શેરહોલ્ડરો (ભાગીદારો)ના પ્રતિનિધિ અને પાછળ એમ એજન્ટ (વહીવટદાર) ની એમ કરતાં કહી ખામણે ચડપો દિવાની એ તો ખડકી રાખો ને પેઢીઓ ધૂંધવે દેવાની છે! વળી કંપનીઓના પૈસા ખાનગી ઉથલપાથલમાં કામમાં આવે તો વેપાર મેળો કામનો શું શું અમજેપતિ અમેરીકનોજ સીન્ડીકેટ (કંપની) રચી વેપાર એક હથ્થુ કરી ટીનપાટીઆ વેપારીઓને રોવરાવી જાણે છે? નહીં, અમે હિંદના જવાંમર્દ તેમાં પણ પાછા પડીએ તેમ નથી અને તેમાં આંચકા પણ શેનો ખાવો? એતો ડારવીનનો "સરવાઈવલ ઓફ ધી ફિટેસ્ટ"નો (મોટાં માછલાં તે નાનાં માછલાંનો કોળીઓ કરવાને સરજાયલાં છે તેનો—) સિ-

લીમીટેડ કંપનીઓના એજંટ બનવા છતાં તે કંપનીઓના શેરોના સટ્ટામાં દલાલો મારફત મોટી ઉથલ પાથલ કરતા ચુકતા નહીં. કોઈ દહાડો એમ ખ્યાલ ન આવતો કે કોઈ માઈનો પુત જાગ્યો અને એજંટ સટ્ટા કરી શકે કે કેમ એવો સવાલ જાહેર રીતે પુછ્યો તો ભારે થઈ પડશે. ક્યાંથી આવે ? દરેકના તેની લાયકાત પ્રમાણે મોં છાંદવાની શક્તિ પાસે રહી, પછી ફીકર શી ? વળી ખાનગીમાં અમેરિકામાં ચાલતો હતો એમનો રૂનો સટ્ટો, અને કલકત્તામાં સણનો સટ્ટો, અને ચીનમાં અફીણનો સટ્ટો, અને ઈંગ્લેંડમાં સોના ચાંદીનો સટ્ટો, અને ફ્રાંસમાં મોતીનો ! એટલે કુકર્મનું ત્રાજવું હવે ભારે થવા માંડ્યું હતું. જેથી દેવ પણ ફટકાવાનોજ વિચાર કરતું હતું કેટલાક વખતથી ચોપડામાં ઉધાર પાસું વધતું હતું ખોટનો ખાડો તમામ જાતના 'રીઝર્વ' (બચાવ માટેના) ફંડોમાંથી પુરાતો જતો હતો અને નવી જમાને પોતાના પુરમાં ઘસડે જતો હતો ! ઑડીટરો (તપાસનારા) હતા લંડન એકાઉન્ટંસીની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયેલા એટલે સરવૈયાના આંકડા સારી પેઠે મેળવી જાણતા હતા, અને ડાયરેક્ટરો બધા રીપોર્ટો બરાબર ચેક કરીને (તપાસીને) સહી મારતા હતા, જેથી દેખીતી રીતે કોઈપણ જાતનો વાંધો આવે તેમ નહોતો તલકચંદ તરફડીઆની વેપાર રૂપી પાંખો તળે જેટલા ભરાયલા હતા તેટલા તો તેને કંપાવા દે તેમ હતાજ નહિ કારણકે રોટલો તે આબરૂ બન્ને રફે દફે થાય. પણ તલકચંદ તરફડીઆની ખાનગી કાળાં સાહસ દેવગવાને છુપી રહી હતી ! સટાકીઆ સોલીસીટર પણ તલકચંદ તરફડીઆનું સાહસ જોઈને કોઈ કોઈ વાર તો મોંએ હાથનો ડુચો મારતા અને સંભાળીને કામ કરવા બ્હીને બ્હીને સલાહ આપતા પણ સામું સાંભળતા કે—" નોકરીઆત વર્ગ જેવો નબળા મનનો કોઈજ નહીં. અરે ભાઈ, લાખ ખોઈએ તો બે લાખ રળીએ, તે કેવા મીઠા મધ જેવા લાગે ! તમે તમારે મને કાયદાની બારીમાંથી બચાવે જાઓ; ને પછી ચિંતા મને છે." સટાકીઆ સોલીસીટર આના જવાબમાં માત્ર "બહુ સારૂં શેઠ, તમને ફાવે તેમ કરો" એટલુંજ કહેતા, કારણકે મનરૂપી ભ્રમને ટેરવે વળગેલું લક્ષ્મીરૂપી મધ શરીરની રગેરગમાં વ્યાપી ગયું હતું.

(૧૧)

આ અરસામાં સટાકીઆ કાકી, સટાકીઆ કાકાની રજા લઈ પરધામ સિધારી ગયાં. હજી સટાકીઆ કાકા તો પચીસ હોર્સપાવરમાં (સારી તન્દુરસ્તીમાં) ઠોસતા હતા ! કારણ કે સટાકીઆ કાકા ખાનપાન ખપેરીને કરતા હતા અને બારે માસ માત્રાનું મારણ રાખતા હતા અને ખાસ કરીને શીઆળામાં તો ઝાતકાર માત્રા ચડાવી કેશરીઆ દુધના ગરમાગરમ પ્યાલા મટમટાવે રાખતા હતા. જેથી બાંધી દડી જેવું શરીર રહ્યા કરતું હતું અને ગાલેથી ગુલાબી ખસતીજ નહોતી એમને ખાંસી ખટકો પણ ભાગ્યેજ બને. શરીર ત્રાંબા જેવું, એટલે મગજ સોના જેવું, એટલે મન મોતી જેવું ! એમાંથી એકાદ બીચારે દુઃખના દહાડા દીઠા હોય તોજ મકરાસ લોપને ! પણ બિચારી ઉમર ઉમરનું કામ કરે જતી હતી. મુછ ને માથાના વાળ ધોળા થઈ ગયા તો હતા રૂપેરી, પણ નારંગીઆ રંગાતા હોવાથી લાગતા હતા છેલબટાઉ કાનકુંવરના જેવા ! દાંત પડી ગયા હતા એટલે ગાલના ખાડા ચોકઠાથી પુર્યા હતા શરીરને ટાઢ વાતી હતી પણ આઠે પહોર ગરમ કપડાંનો તેની સામે ગઢ બાંધ્યો હતો ઘડપણની અસર આંખોએ ઉતરી હતી, પણ ખરા ચેતનના ઘરમાંની અંધારીથી

સંકટ નિવારણ થયુ હતું ઉપરસ જોર કરવા પ્રયત્ન કરતી તો ખોખાશથી તેને દબાતી દેવાતી રહેતા હતા હમેશ રોફમાં, મુછના આંકડાને પોમેટમનો વળ આપીને,—એટલે નજ પીવના પણ નમાવી દે શીપ, મોં મલકાવીને એમ. હતું વળી માત્ર એની ઓળખાણથી તનમનનું જેમ હાથમાં ઝાલ્યુ રહે તેમ નહોતું અને મગજ ચપળ ને તેજ હોવાથી સંતાનોની પરવશતાને તાબે રહેવુ પડે તેમ નહોતું. કારણ કે હજી કોર્ટમા જવાને હતું પગમાં જોર, અને મ થાકુટ કરવાને હતું મગજમાં ભરેલુ ભૂસુ ! અત્યાર સુધીની બધી કમાઈ છોકરાને નામે ચડાવી આપી પોતે નવેસરથી ગમાર થઈ,કરી, નવેલીને નચાવી શકે તેમ હતા.

આ બધા સંયોગોને લક્ષમાં લઇ અને તલકચંદ તરફડીઆની ચોટલી પોતાના હાથમા હોવાથી હવે સટાકીઆ કાકાએ પોતાના આશ્રિત ગદ્દપચંદ સ્નેહાધીનનું સારૂં ફેંક કરી ગજી દીકરીને પોતાની પરણેતર કરવાનો સંકેત સાધ્યો. તલકચંદ તરફડીઆને એક દિવસ ગમગીનીની ટેકરીપરથી ગભરાટ વિચારની ઉંડી ખાઇમાં ઊલાઇ ગયેલા મગજને પંપાળતા બેઠેલા જોઇ, સટાકીઆ કાકા પહોળું મો કરતા કરતા આવ્યા અને શેરની ચિંતામાં ભાગ પડાવા માડ્યો. હસતું મો એકદમ સંકોરી લઇ કુલના કલેશના કારણને કાનમાં જવા દેવા કનિષ્ઠિકાને ખુબ જોરથી ફેરવી મેલ સાફ કર્યો. મામલો ગંભીર હતો, કારણ કે હવે તલકચંદ તરફડીઆને કચેરીમા પાઘડી ઉંચી મુકી નાદારીની અરજી કર્યા વગર છુટકો નહોતો. દેશ પરદેશના સહાની ખાતની પતવણું માથાના વાળ જેટલાં થઇ ગયા હતાં પણ તરતમાં તો મુખઇનીજ જબરી ખોટ મોં ફાડી સામી ઉભી હતી દબાયોને કોતરાવેલા હોવાથી તેઓ વિકરાળ આંખો ફાડી હવે તો એક મીનીટ પણ થોભવાની ના કહેતા હતા અને બજારમા ઉઘાડી રીતે બેઆબરૂ કરી બધુંએ બેસાડી દેવાની બ્હીક આપતા હતા. અત્યારે તો સંકટરૂપી જ્વાળામુખી ફાટી નીકળ્યો હતો અને તેમાંથી ઉડતા અને ચોમેર પસરતા ધગધગતા રસમાંથી બચવાનું હતું. સટાકીઆ કાકા પણ કાયદામ ઉથલા ખાવા માંડ્યા ગાકી માત્ર ત્રીજી કય હાનીજ હતી પણ ખોખારો, કરી, મુછે હાથ ફેરવતા બોલ્યા, ' જુઓ શેઠ તલકચંદ તરફડીઆ, હું કહેતો નહોતો કે સંભાળીને કામ કરો. મારી વકીલની જીંદગીના કાયદાના વપરાશમાં ચકર વકર નજર ફેરવી ચુકયો, તો આ સંકટમાથી કંઈ પદાનો આશરો લઇ બચાય એમ હવે લાગતું નથી. કારણ કે કૃપાલોએ મો, ઉપરથી, છેડો, ખસેડ્યો, તેને ઠેકાણે લાવવાને એકે કાયદો લગાડય એમ નથી. છૂના, પણ કાદરસ્તો ન નીકળે એમ તો નહીજ તો માથુ કુટીકુટી મગજના કપાસીઆ, ભમાડી, લોહીનું પાણી કરી વકીલ થયા તે શા કામના? અને આટલા વરસ કેસો ચલવી ચલવી પાકટ થયા તે બધુ ધુળધાણી. કાયદાની સહાયથી તો સહુજ લડે. પણ વગર કાયદે ઠેકાણે પાડે એજ વકીલ અને બનતો પણ તેવો મળવો જો છએ, ત્યારે બળતી ઝાળમાં પડવાનુ મન, થાય." "કહો ભાઇ, કહો," ગરજમાં ગોથાં ખાતા તલકચંદ તરફડીઆ, નિરાશાના બાચકામાં આશાનું રજકણ ઉડતું જોઇ સટાકીઆ કાકાની દાઢીમાં હાથ નાંખતા, ગદ્ગદા થઇ બોલ્યા, " કહો ભાઇ, કહો; તમને આટલા દહાડા અસંતોષનું કારણ નથી આપ્યું તો આવી મહાભારત આપત્તિમાંથી બચાવશો તો શું હું અસંતોષમાં રાખીશ ? અરે, એકવાર ભાઇડી છોકરાં સાથે તમારો ગુલામ થઇ રહેવા કહેશો, તો તેમ પણ કરીશ. એથી તો કંઇ વધારે માગશો નહી ને ?" નહીરે ભાઇ શેઠ, એવો તે હું બેશર્મ અને ગમાર છું કે કોળામાંથી ચુલામાં નાખુ ? જુઓ, આ વખતે

તમને ખરા સપડાયલા જોઇ મારી મ્યુઆર આથે મુકી તમારૂં કામ કરૂં છું અને તેનો બદલો માત્ર નજીવો માગું છું" "હા, હા, પણ તમે કહોને કે એ સોહીનાં તરસ્યાં ગીધોને તમે શી રીતે સમજાવશો?" "આ તમે જેમ મારી દાઢીમા હાથ નાખ્યો તેમ હું એમની દાઢીમાં હાથ નાખી થોડા દીવસ થોભી જવા એ ગીધડાંને વિનવીશ અને વચનથી એવા તો એમને બાંધી લઇશ કે તેટલી મુદતમા શુ કે ચાં નહી કરવા દઉં. એકવાર અણી ચુક્યો એટલે સો વરસ જીવે. "અરે, ત્યારે એ તો પાછી દુઃખની ઉભી ને ઉભી! કાંઈ એવી બાગોળી કાઢો કે સરરોકા ખાંઈજ નહી હે, એમ કરાય ત્યારે ખરૂં" "હા, એ તો સહેલું ને સટ છે. આખો પાઘડીનો તોરો કપાળ ઉપર એટલે એ ન ફરી શકે જોર અને બીજી વાર જોવુ ન પડે કોર્ટનું મોં" "ના ભાઇ, એમ તો વહાણુ તળીએ બેસાડે" "ત્યારે પછી આજે રસ્તો, સોનજો ને સરનો! અરે તતફચંદ તરફડીઆ શેઠ, આટલું કરવાની હા કહો પછી આગે આગે ગોરખ જાગે! કાણે દીઠી છે કાલ! ગભરાઓ છો કેમ? જાઓ મારા સાહેબ, સમુદ્ર ખેડીને ખાબોચીઆમાં શું બેસો છો? અમારા નોકરીઆતના તો પોતીઆં લેવાય, પણ તમે લાખની મુડીએ લાખથી દસલાખનો વેપાર કરનારા આમ બીરૂ શું બનો છો!" "હા, ઠીક, ત્યારે, તેમ તો તેમ. પણ જો જે હો, રાખતળે દાકેલો અગ્નિ અધવચમાં બહાર ન નીકળે." "અરે એવુ તે શુ હું અધુરૂં વેતરીશ? કોરા કાગળપર એમની સહી લઇ તમને બતાવું પછી કેમ? અને તે રાખું મારા કબજામાં તટસ્થ તરીકે પછી તો મનની મુંઝવણ મટશેને?"

"પણ, બદલો?" "કહો, તમને શી રીતે સંતોષ વળશે?" "સહજમાં વધારે સંકટમાં સપડાવુ પડે તેમ નથી ને ઓછા ઉદાર કરવુ પડે તેમ નથી. એ બાબે બેફિકર રહેજો, આજે તમારા 'હાથમાજ' છે. હા કહો એટલીવાર છે" "ઠીક, ઠીક, પણ તે શું છે?" 'આ તમારી દીકરીની સાથે મારા લગ્ન! કહો, એમા તમને જરીક હરકત પડે તેમ છે?" "પ...ણ સટાકીઆ, એને તો આપણી બધાની સંમતિથી સરૂપચંદ સ્નેહાધીનને આપેલી છેને?" "હા 'ખરૂં' પણ તે મોંયેથી કે બીજુ કાંઈ? મારૂં ને તમારૂં ઘર જાણે કે બીજું કોઇ? અને વળી વેશવાળ પણ કર્યું નથી એટલે તમે તો ચોમેરથી છુટા છો." "હા પણ આખા ગામમાં એ પરણી ચુક્યા જેવાંજ ગણાય છે તેનું શું?" "અરે શેઠજી શું ઘેલા જેવી વાત કરો છો! ચાર નુખરેલાએ મશ્કરીમાં કહ્યું એટલે પરણી બેઠા? કોઇ બતાવશે ને સાબીતી?" "અને ચોપાટી ઉપર બે સાથે ફરવા જાય છે, એ સાબીતી નહી?" "તે શું ભાઇ બહેન નથી જતાં?" "અને આપણેજ એમનાં મગજમાં વર વહુનો અંકુર મુક્યો છે, તે હવે શી રીતે કાઢી શકાય?" "એમને જાહેર કરીને કે ગંજેગૌરીનો વિવાહ સટાકીઆ સોલીસીટરની સાથે કર્યો છે!" "અને એ એકબીજાને હદથી જ્યારે ચ્હાય છે, અને તે આપણે ઘરમા જોઇએ છઇએ તેનું કેમ?" "અરે, ઇંગ્રેજી રીવાજ પ્રમાણે તમે અથવા તમારી સ્ત્રી ગુજ્જને કહી દો કે હવેથી તારે સરૂપાને ઉત્તેજન ન આપવુ. એટલે એ સમજી જઇ સરૂપાને ચેતવી દેશે. એટલે મળવુ, હળવુ, હસવુ,-બોલવુ, બધુંએ બે મીનીટમાં બંધ અને તે આજકાલનો, ઉછેર,-મગ્ન પાછાં શુદ્ધ સ્નેહમા સમજેનો? આજકાલ તો, શેઠ, ચાહ તો ત્રણ ત્રણ દહાડે વેચાય છે, તે આપણે ક્યા નથી જાણતા?" "અને વખતે બેજનાં ગેપ, એ બન્ને નાસી છુટી છાનામાના પરણી જાય તો?" "તો,

શું ?—આ ખબર પડતાં હાથ જોડનારને તાર મુકી અટકાવ્યો કે હાથ નીચા ! " માટે શેઠ, તમારે ગમાતલ્લા કરી વાત ઉડાવી દેવી હોય તો આપ મુખત્યાર છો. બાકી રસ્તો તો બેન્ડસ્ટેન્ડથી વાલકેશ્વર જેવો સીધો અને સપાટ છે જોજો મારૂં તમને કાંઈપણ તરેહનું દબાણ નથી. હા, પછી મને ફજેત ન કરતા કે બળાની પેઠે પગતળે બાંધી ચાંપીને છોકરી પડાવી લીધી. હું તો હજીએ કહું છું કે ભમતા ભૂતો મારૂં કહ્યું વખતે માનેએ ખરા ને ન પણ માને. પણ મોઢેથી હું શુકન કહાડી ચુક્યો છું તે મારૂં બનતું કરીશ. માત્ર એટલો વિચાર કરજો કે એક તરફ છે આબરૂ ને બીજી તરફ છે છોકરી. તમે છો વેપારીના દીકરા એટલે સંસારના મામલા કેમ ચાલે, તે સારી પેઠે જાણો છો. "વર્ણા જુઓને" વાત જ્યારે આટલે આવીને અટકી છે ત્યારે ચોખ્ખે ચોખ્ખુંજ કહી દઉં નથી હું કાંઈ લાકડી લેતો, કે નથી હું કાંઈ કેડે પટો બાંધી ટટાર રહેતો, કે નથી હું કાંઈ કફ કાઢતો. બે આંખે બબે ચશ્મા ચડાવીને પણ બાજની પેઠે જોઉં છું બે કાનથી શબ્દવેધીની પેઠે સાંભળું છું અને કૃત્રિમ બત્રીસીથી ભલ પણ આખું સાપારી એકાએક ભાગી ખાઈ શકું છું. શરીરનું જોર એવું એ છે, મનનો દોર વધે છે પણ ઘટતો નથી, મગજનો તોર ઉમંગ મારે છે પણ ખુણામાં ભરાતો નથી. કહો, એટલે એ બાબતનો તમારા કે તમારા વહુ દીકરીના મનમાં સંકોચ કાંઈ પણ તરેહનો રહેવો ન જોઈએ. ચાલો ત્યારે, હવે શું જવાબ છે ? ઝટ લઈને કહી નાખો એટલે મારા કામમાં મારૂં મન ચોંટે અને તમે કરવા માંડો દીકરી પરણાવવાની તૈયારી. મારે કાંઈ મુંબઈમાં કાકમાંકથી પરણવું નથી કે ગજીને શરમાવું પડે. પહોંચી જાઓ કોડીનાર અને કરો ફતેહના ડંકા. બહુ વિચાર વમળમાં નાખે છે. તેથી વાત ધોળાય છે અને કામ થતું નથી." "ઠીક, જ્યારે **अवश्यं भाविनो भावा भवंति महतामपि**—એમ થવાજ બેઠું છે, ત્યારે તમે સરૂપચંદ સ્નેહાધીનને તૈયાર કરો અને હું ગજીને ગળે વાત ઉતારૂં છું. તમારૂં કામ સહલું છે જ્યારે મારૂં દુર્ઘટ છે. મારે ગજીની માને પડખામાં લઈ મારૂં કાર્ય સાધવું પડશે. જો કે છોકરી કાંઈ એવી ફાસ્ટ (અતિશય છૂટ લેનારી) નથી થઈ કે રોકડરોકડું પરખાવી દે, તેમ એવી કાંઈ દૈન્યવૃત્ત્ય પણ નથી થઈ કે બાપની સ્થિતિનો વિચાર ન કરે—પણ વારૂ સટાકીઆ, તમારા ઉપર મંડાયેલા પેલા ખોટા દસ્તાવેજ ઉભા કરવાના, અને ખોટી સહી કરવાના કેસનું શું થયું ?" "અરે શેઠ, એ તો ચાલ્યાંજ કરે અમને વકીલ લોકોને એનો કાંઈ હીસાબજ નહીં. અમારો ધંધો એવો કે દુસ્મન હોય તે હોયજ. સરૂપાની સાક્ષી ઉપર બધું આવીને અટક્યું છે."

( ૧૨. )

"હમસેં રહ્યો નહી જા...ય,
મોરલી આછી ધુન સુનીરે:"

આજ સટાકીઆ કાકા અને તલકચંદ તરફડીઆ સહકુટુંબ રોમીઓ—જુલીએટ (યૂરોપનાં લયલા મજનૂન) નું નાટક પડદા ઉપર સ્ક્રીન થતું (ચિત્રિત) થતું જોવાને ઉપડ્યા છે સટાકીઆ કાકા હું એમને પ્રાપ્ત થવાની તેની ખુશીમાં અને તલકચંદ તરફડીઆ પોતાની આફત આવી ઠેલાતી હોવાની ખુશીમાં રહ્યામાં 'માત્ર બરાબી બે ગળીઓ ઉપર

પોતપોતાના ઓરડારૂપી માળામાં બેઠેલાં ઘાયલ બે પખીડાં! દુઃખ ઘણું હોય ત્યારે ઉભરા તો સહજ થાય એટલે ઉપથી હડી મારાથી ડુસકાં ખાતે ખાતે બોલાઈ ગઈ. ઘાયલ નરને કાને તે પડતાં તેણે બારણાની પાંખોરૂપી સાંકળ ફફડાવી અને મારા તરફ આવવા પ્રયાણ કર્યું. મે એ અવાજ સાંભળી તેના તરફ પગ ચલાવ્યા એકી વખતે માળામાંથી નીકળેલાં અમે પોતપોતાના ઉમરા ઉપર પગ મુકયો કે દૃષ્ટિ મીલન થયું. નેત્રોએ પોતપોતાનું દુઃખ કહ્યું અને દુખીઆંએ દુઃખની વાતો જાણી. થોડીવાર તો વાચા બંધ રહી પણ પછી સરૂપચંદ સ્નેહાધીને ચક્ષુરૂપી બરફ ભાંગ્યો તેઓ બોલ્યા: "ગજગૌરી, આટલાં વરસની આપણી આશાના સુરેખુરા આપણા વડીલોના વાકયોરૂપી એક પછી એક પડતા હથોડાના મારથી થઈ ગયા છે! મે સટાકીઆ મામાને કહ્યું છે કે તમારી ઇચ્છા ગજગૌરીને પરણવાની હશે તો હું મારી અત્યાર સુધીની બીન હરીફની ઉમેદવારી પાછી ખેંચી લઉં છું" "અને હા, મેં પણ તરફડીઆ બાપાને કહ્યું છે કે જો મારા આત્માભોગથી તમારી આફત ટળતી હશે તો હું સટાકીઆ કાકાને પરણીશ પણ મારૂં મન ઉથલી પડે છે. એ તો બડ ઉડાવવાનેજ તત્પર થાય છે." "હા, પણ તેમ બને નહીં, આપણી કેળવણી અને કુળ અને ગૃહસ્થાઈને એ ઠીક ન લાગે હું જો સટાકીઆ મામાની સામે થાઉં તો એમનો અરૂણી બનું અને તમે નાદા કરો તો તમને પિતા તરફની પુત્રીની ફરજમાં નાનમ આવે તમેજ મને વારે ઘડીએ સંભળાવતાં હતાં કે—

"માતપિતા પરસો સબ તીરથ, માતપિતા નવ ભાત નિધિ હે,
માતપિતા ગુરૂ, માતપિતા સુર, માતપિતા વ્રતદાન વિધિ હે,
માતપિતા પદ કલ્પતરૂ, અરૂ માતપિતા પદ રેણુ રિધિ હે,
સાધન સિદ્ધ ન શોધત હો કછુ, મેરે તો માતપિતા સુસિધિ હે

તે શું હવે તમારે માતપિતા સુસિદ્ધિ નથી? જ્યાં સુધી તમને મને પરણાવવાનાં હતાં ત્યાં સુધી એ ખરૂં ખરૂં હતું, અને હવે શું ખોટું થઈ ગયું?—નહીં, એમજ સમજો કે મેરે તો માતપિતા સુસિદ્ધિરે" એજ તમારૂં બહેતર કરશે." "કોણ એ,—એક ચીમડ વેપારી અને બીજો ખટપટી વકીલ? અરે સરૂપચંદ; એ તો સ્વાર્થની એકતા છે, સ્નેહની નહીં! અને તુરતનો પુરાવો જોઈતો હોય તો આ હું પડું ઉભી. મેં એ લોકોની વાત અક્ષરે અક્ષર સાંભળી છે ખાસ છુપાઈને નહીં, પણ એવા સંજોગોમાં સુકાઈ તેથી અને હા, જ્યાં મારી તમારી ચટણી વટાવા માંડી એટલે તો ખસવાનું મનજ ન થયું અને તે પહેલાં તો પિતાજીની આફતના અંગે એ લોકોની વાતચીતમાં ચિત્ત ગયું. તારાચંદ તરફડીઆ બહારથી આવી, પાઘડી ડપટો ગાદી પર ફેંકી, કોટ ઉતારીને ખુરશીપર ફગાવી ગાદી ઉપર આડા થઈ પડયા, આ વખતે હું પાછળના જોડેનાજ ઓરડામાં હતી. ચહેરા ઉપરથી હું પામી ગઈ કે આજ બાપા બહુ બેચેન છે એટલે બોલાવવાનું તો બાજુએ રહ્યું પણ નજરે ચડવાનું પણ માંડી વાળ્યું એ લોકોનાં દારસ્તાન મારા તમારાથી અજાણ્યાં નથી એટલે દીલગીરીનું કારણ જાણવાની ખાસ જરૂર તો કંઈ નહોતી પરંતુ આજ બાપાને બહુ હદપાર તરફડીઆં મારતા જોઈ સાધારણ કારણ છે કે કાંઈ ખાસ, એ જાણવાની ઇંતેજારીથી જઈને પુછ્યા કરતાં વખત પોતાનું કામ કરશેજ એમ ધારી બેસી રહી, એટલ-

સામા આવ્યા સટોડીઆ કાકા, હસતા હસતા અને પછી એ બન્નેની ભાંજગડમાં મારો ને તમારો ઘાટ ઘડાયો ! ( અહીં ગજગૌરીએ ઈતિભૂત બધું બયાન કર્યું જે વાચક જાણે છે ).

આ સાંભળી સખેદાશ્ચર્ય પામતાં સરૂપચંદે કહ્યું 'અને મારા આગળ સટોડીઆ મામાએ ફિલસુફી ચલાવી, મારે મોયે હા પડાવી, વચ્ચે વચ્ચે, મારી સ્થિતિનું ભાન કરાવતા જઈ, વ્યાવહારિક શેઠ પણ મુકતા ગયા. કેળવણીને કાચે તાંતણે મગજ બંધાયેલું અને મામાના ઋણમાંથી મુક્ત થવાનો એક નયોગ આવેલો જોઈ, ગજગૌરી, તમારા સ્નેહને પણ ગૌણ ગણી, મેં હા પાડી." "અને મને તો હોમીને—શું એનું નામ તે શુદ્ધ સ્નેહ ? મામાનો બદલો વાળવામાં મારા તરફની ફરજમાં તમે ચુક્યા, તેનો શો જવાબ આપો છો ? જો એવુંજ હતું તો શુદ્ધ સ્નેહની પવિત્ર ભાવનાઓ પ્રગટાવી તે રસ્તે ટોચસુધી દોરી શું કરવા ?" "હજી એથીયે ઉંચે ચડો. સ્નેહીઓનો સ્નેહ કસોટીમાંજ ઝળકે છે" "અરે સ્નેહાધીન તમે બહુ ભલા છો એ તો મને "પર'ની કરી દેશો અને તમે જોતાજ રહી જશો" "તમારા સ્થૂળ દેહને કે તમારા મનને" "હા પણ જો પતિ થયો તે તો પછી પરમેશ્વરજને ? "અલબત્ત પણ શું પતિ પત્નીનોજ સ્નેહ અસીમ છે ? શું તમે મને નૈસર્ગિક સ્નેહથી ન જ ચાહી શકો ?" 'હા તમારી મરજી એમ હોય તો એમ પણ કરી શકું સરૂપચંદ એ પણ તમેજ મને શીખવ્યું છે" "અને તે પ્રફુલ્લિત મન અને હસતા વદનથી ?'

આટલામાં દાદર ઉપર ધબધબારા થતા સંભળાતા હોવાથી મારી તંદ્રા ઉડી ગઈ અને મેં કહ્યું સરૂપચંદ સ્નેહાધીન, ત્યારે પતિ થયા સિવાય બીજી રીતે પણ પાસે રહી તમારી હૃદયબંસી બજાવતા રહેજો. કારણ કે,

"હમસે રહ્યો નહી જા . ય
મોરલીઆંકી ધૂન સુની રે

આટલું બોલતે બોલતે હું અને એ, અમે બેઉ ઘાયલ પખીઓ પોતપોતાના માળામાં પાછા વળ્યાં.

(૧૩)

ગોરનો મોકલેલો ગોરાણી, એક પગ ઘરમાં અને બીજો બહાર રાખી, તમરાના તિણાં સરથી કન્યાને (મને) ચોરીમાં પધરાવવાનું ફરમાન કરી રહ્યા છે ઘુમટો તાણી હું પરસાળમાં આંસુ સારતી મારા મનને પુછી રહી છું કે મારા લગ્નની શરૂઆતની કાળોત્રીઓથીજ કેમ થઈ હતી ? પહેલી કાળોત્રી સટોડીઆ કાકાએ તલકચંદ તરફડીઆને, પોતાને મને પરણવું છે કહી સંભળાવી હતી. બીજી કાળોત્રી સરૂપચંદ સ્નેહાધીને માબાપની ઇચ્છાને આધીન થઇ, મને સટોડીઆ મામાને પરણવાની સંભળાવી હતી. અને તે પ્રમાણે આજે હું તૈયાર પણ થઈ છું. ત્રીજી કાળોત્રી મારી મતાદ્વારા મારા પિતાએ મને સંભળાવી હતી અને તે સરૂપચંદ સ્નેહાધીનને પરણવાનું નથી, એ હતી. હું મારા મનને પુછી રહી છું કે હવે કોઈ કાળોત્રી બાકી છે ખરી ? સરૂપચંદ સ્નેહાધીન પણ સટોડીઆ મામાને ધરડી ઘોડી લાલ લગામ કરાવવા ઉમંગથી આવી પહોંચ્યા છે, જો કે પાછળથી મારી સહીપણીઓ

